સરળ વાર્તા મુક્તાવલિ. પુષ્પ ૧ લું.

# रेणुका




ગોકુલદાસ દ્રા. રાયચુરા.

સરળ વાર્તા મુક્તાવલિ.

પ્રથમ પુષ્પ.

# રેણુકા.

એક સચિત્ર ટુંકી વાર્તા.

લેખકઃ—ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

ફરજનું કરજ—ચાલુ વાર્તા.

લેખકઃ—વીરબળ હ. મહેતા.

પ્રકાશકઃ-મોતીલાલ શામળદાસ શર્મા.
૧૦, સેન્ડહર્સ્ટ રોડ,-મુંબઇ.

| સ્થાનિક, | દેશાવર, |
|---|---|
| ૦-૧ -૦ છુટક. | ૦-૧-૬ છુટક. |
| ૦-૧૦-૦ વાર્ષિક. | ૧-૦-૦ વાર્ષિક. |

કિમ્મત એક આનો.

ગુજરાતમાં ટુંક સમયમાં
લોકપ્રિય થએલું

# અઠવાડિક પત્ર

# ભારત-સેવા.

વાર્ષિક લવાજમ રૂ.૩-૮-૦.

તંત્રીઃ-હરજીવન કાલિદાસ મહેતા.

ભારત-સેવાઃ—

ભારતના રાજકીય, સામાજિક અને ધાર્મિક વિષયો નિષ્પક્ષપાતપણે ચર્ચે છે.

ભારત-સેવાનો ઉદ્દેશ ભારતીય ભાંડુઓની સેવાજ છે.

દર શુક્રવારે પ્રગટ થાયછે.

ઠેકાણુંઃ-મેરીન ક્રોસ લેન, એન્કસ્ટ્રીટ, ફોર્ટ,-મુંબઈ.

# પ્રસ્તાવના.



ગુજરાતી સાહિત્યમાં ટુંકી ટુંકી વાર્તાઓનો સંગ્રહ ઘણો ઓછો છે. આપણા સાહિત્યમાં એ દિશામાં જે ન્યૂનતા છે તે કાંઇક અંશે પુરી પાડવાના અભિલાષથી આ વાર્તા મુક્તાવલિની યોજના કરી છે. જ્યાં મ્હોટી નવલ કથાઓ પહોંચી શકતી નથી એવા ખૂણાઓમાં ન્હાની ન્હાની સોંઘી વાર્તાઓ પહોંચી જાયછે અને વાંચનારનો અવકાશ તથા તેમનું મન બેઉ ભરેછે.

આ મુક્તાવલિમાં જાણીતા લેખકોની કૃતિઓ પ્રસિદ્ધ થશે અને અમને આશા છે કે ગુજરાતનો વાચકવર્ગ તેમનો યોગ્ય સત્કાર કરશે. જેવો આવકાર મળશે તેવો આ વાર્તાવલિનો ફલવિસ્તાર થશે. અમે તો એમાંથી પૈસા કમાવાની આશા રાખીજ નથી; એક એક આનાની ચોપડીમાંથી કમાણી શી? મુક્તાવલિ પોતાનો ખર્ચ પોતેજ નીભાવી લે તો અમો સંતોષ માનીશું.

મહાશિવરાત્રી<br>સંવત્ ૧૯૭૬<br>મુંબઇ.



મોતીલાલ શામળદાસ શર્મા.

## સરળ વાર્તા મુક્તાવલિનાં પુષ્પો નિચેનાં ઠેકાણેથી મલશે.

---

**પ્રકાશક પાસેથી,**

૧૦, સેન્ડહર્સ્ટ રોડ, **મુંબાઇ.**

---

**મી. એમ. ડી. મારવાડી.**

રતનપોળને નાકે, રીચીરોડ, **અમદાવાદ.**

---

**મી. ઝવેરભાઇ બહેચરભાઇ બ્રહ્મભટ.**

ઠે. બજાર, **કલોલ.** (વડોદરા રાજ્ય)

---

**મી. છગનલાલ રણછોડભાઇ, બ્રહ્મભટ.**

ઠે. બજાર, **પાલેજ.**

---

**તે વિના દરેક જાણીતા બુકસેલર પાસેથી પણ મળી શકશે.**

# રેણુકા.

"રાયશી ! પરણું તો ત્હનેજ પરણીશ નહિં તો કુંવારી રહીશ."

"મ્હને ત્હારી ખાત્રી છે. રેણુ! તું પણ એટલું તો માનજે કે રાયશી બે વસ્તુનેજ ચાહેછે. એક આ વાંસળી ને બીજી તું રેણુકા."

"એક વાત ખરી, બીજી ખોટી." રેણુકા હસી પડી.

"કેમ ?"

"વિશ્વને મુગ્ધ કરનારી વાંસલડી ક્યાં ને હું ક્યાં ?" રેણુએ રાયશી તરફ મીટ માંડી.

"વાંસલડીના સૂર ને ત્હારા નયનની મીટ બન્નેનો પ્રભાવ મ્હારે મન તો સરખોજ છે."

સાયંકાળે ધણ ઉતાવળે ગામ તરફ જતું હોવાથી રસ્તામાં ધુળની ડમરી ચઢી છે. આખા દિવસના કામકાજથી થાકેલા ખેડુતો માથાપર કોશ ઉપાડી બળદને ઉતાવળા હાંકી ઘેર જવાની ઇંતેજારીમાં ચાલ્યા જાયછે. ન્હાની મ્હોટી બાલિકાઓ માથાપર કોઇ લીલા ઘાસની તો કોઇ છાણાંની ભારીઓ ઉપાડી ભેંસોના ટોળાને હાંકતી ઘર તરફ જાયછે. આઠ આઠ દશ દશ વર્ષના

ખેડુત બાળકો ન્હાની ચોરણી ને ન્હાના કડીયામાં સજ્જ થઇ ભેંસપર સ્વારી કરી,

"ઝાંપે ત્હારાં ઝુપડાં ધાયલ રે,
ઝાંપે ત્હારાં ઝુંપડાં
આવતાં જતાંનો નેડો લાગ્યો રે અરજણીયા."

એ લોકગીત ગાતાં આનંદમાં ભેંસની પીઠપર લાકડી ફેરવતા જાયછે. ખેતરમાં મજુરી કરી પેટ ભરનાર મજૂરો માથાપર કુંડાંની ન્હાની પોટલીઓ અને ચારની ભારીઓ મૂકી અરસપરસમાં વાતો કરતાં ગામ ભણી રસ્તો કાપેછે. આ વખતે રેણુકા ને રાયશી પણ આંબાવાડીયામાંથી બહાર નિકળ્યાં.

"રેણુ! આપણી પાછળ આંબાની ડાળપર કોયલ ટહુકી તે ત્હેં સાંભળી?"

"હા, કેમ?"

"એ ટહુકાર આપણો સાક્ષી છે હો!" રાયશીએ રસ્તો બદલતાં કહ્યું.

"એકલો ટહુકાર શું કરવા? એ આંબો, એ કોયલ અને આ સુરજવેણ નદી પણ સાક્ષી છે પછી શું?" રેણુએ નદીના નિર્મળ જળમાં પગ મૂકતાં મૂકતાં કહ્યું.

શ્યામગામ સૂરજવેણ નદીને કાંઠે આવેલું હતું. ગામની સીમ બહુ ફળદ્રુપ અને લીલીછમ રહેતી. લગભગ ગામની અરધી વસ્તી તો સીમમાંજ રહેતી. સહુ સહુના ખેતરમાં છાજે છજેલી ઝુંપડીઓ અને ઓથ બનાવી ખેડુતો કુટુંબસહિત આઠ મહિના

સીમમાંજ વસતા. માત્ર ચોમાસાના ચાર મહિના ગામમાં આવી રહેતા.

આહિરજાતિમાં રેણુકાને બાપ વેજાણંદ શ્યામગામમાં પટેલ હતો. આહિરજાતિ પોતાને કૃષ્ણની જાતી તરીકે ઓળખાવે છે. વેજાણંદને પ્રત્યક્ષ જોતાં એવો કંઇ ભાસ થતો કે કૃષ્ણે ગોકુળીયામાં જે જાતિમાં બાલલીલા કરી તે પસંદગી ઉત્તમ હતી.

વેજાણંદ ચાર સન્તાનોનો પિતા છે. ત્રણ પુત્રી ને એક પુત્ર. રેણુકા સહુથી મ્હોટી છે. રેણુકા સોળવર્ષની ઉમ્મરની થઈ પણ હજુ કુમારિકા છે. રેણુકાની માતા મીઠી પોતાની પુત્રીને હવે સારો વર મળે તે માટે શોધમાં છે. મીઠીની પણ રાયશી પર દૃષ્ટિ મૂળથીજ હતી. રાયશી દેખાવડો તેમજ સરળ સ્વભાવનો અને આનંદી હતો.

વેજાણંદને ત્રણ ખેતર હતાં પણ વ્યાજખોરા વણિકના પંજામાં સપડાયાથી બહુ ભાગે. ગરીબીમાંજ રહેવું પડતું. ગરીબીમાં પણ આ કુટુંબ પોતાને સુખી માનતું. વેજાણંદનું કુટુંબ આઠ મહિના ખેતરમાંજ રહેતું. ત્રણે ખેતર પાસે પાસે નહિં હોવાથી રખોલું કરવા જવું પડતું.

સૂરજવેણુને કાંઠે આવેલા ખેતરમાં રેણુકા રખોલે જતી. તેને નદી ઉતરી રોજ જવું પડતું. એ ખેતરમાં થોડા ભાગમાં આંબાવાડીયું હતું અને બાકીના ભાગમાં જુવાર ઉભી હતી. રેણુકાએ આંબાવાડીયાના છેડા ઉપર એક માંચડો બાંધ્યો હતો. તે માંચડા ઉપર બેસી પંખી ઉડાડતી. કેટલીક વખત તો "દાણે દાણે ખાનારનું નામ લખ્યું છે" એ વિચારે પંખી ઉડાડવાને બદલે

માંચડે બેસી હીરની ને રેશમની ફુલવેલના બુટ્ટા ભરતી. **રાયશીનું** ખેતર વેજાણંદના ખેતરની જોડમાં હતું. **રાયશી** પ્રસંગોપાત કંઇ કંઈ બહાને શરૂઆતમાં ત્યાં આવતો. ધીમે ધીમે **રાયશી** ને રેણુ વચ્ચે મૈત્રી થઈ. માંચડે બેસી રેણુકા હીરના દોરલાથી ભરત ભરતી ત્યારે સ્હામે આંબલિયાની ડાળે ચઢી **રાયશી** વાંસળી વગાડતો. આ પ્રસંગ વિરલ લાગતો. રેણુકા અને **રાયશીનો** આ રોજનો કાર્યક્રમ હતો.

આજે શરૂઆતમાં જણાવ્યાપ્રમાણે કોયલની સાક્ષીએ **રાયશીએ** રેણુ પાસેથી જે માગવાનું હતું તે માગી લીધું. આ નિર્દોષ આનંદમાં ઝુલતી વ્યક્તિઓએ ઘણા દિવસથી હૃદયમાં રહેલી પરણવાની વાતને આજ પહેલ વહેલી બહાર પાડી.

નદીના નિર્મળ નીરમાં ઉતરતી રેણુ જ્યારે સ્હામે પાર જઇ ઉભી ત્યારે **રાયશીએ** આજ પહેલીજ વખત તેને ગૃહદેવી સમી જોઇ. રેણુકા પોતાની થશે એ વિચારે તે લાંબો વખત સુધી આનંદમાંને આનંદમાં લીન થઇ ત્યાંજ ઉભો રહ્યો.

(૨)

**આ**જે સીમમાં પૂર્ણિમાનો મહોત્સવ છે. **શ્યામ**ગામની સીમમાં રહેતી ગ્રામ્ય સુન્દરીઓ દર પૂર્ણિમાએ ચાંદનીના રંગમંડપમાં આ મહોત્સવ ઉજવતી. ગામમાંથી પણ કેટલીક રસિક સ્ત્રીઓ આ નિર્દોષ આનંદમાં ભાગ લેવા ઉત્સાહભરી આવતી.

સૂરજવેણના કાંઠાથી થોડે દૂર એક ખેતરમાં ખુલ્લો ચોક હતો. આ ચોકની ચારે તરફ આંબાઓ ઝુલતા. વચ્ચે સુન્દરીઓ

રાસ લેતી અને આંબાઓને ઓથે બેસી પ્રેક્ષકવર્ગ તે રાસ નિહાળતો. કેટલાક યુવાનો વૃદ્ધ ડોસીઓની દૃષ્ટિ ચુકાવી પોતાની ભવિષ્યની પત્નીને સ્નેહભરી દૃષ્ટિએ જોતા. ઉદાર દિલવાળી કેટલીક વૃદ્ધાઓ પોતાની પુત્રીના પ્રેમપાત્ર સાથે આ નિર્દોષ આનંદ વખાણતી.

આ રાસમંડળની મુખ્ય નાયિકા રેણુકા હતી. રેણુકાને સર્વ કોઇ બહુજ સ્નેહથી ચાહતું. ઘણા યુવાનો રેણુકા પોતાની પત્ની થાય એ અભિલાષે તેનો ચાહ જીતવા પ્રયત્નો કરતા. રેણુકાની, સૌંદર્ય, લાવણ્ય અને છટાની ત્રિપુટી સર્વ કોઇને આકર્ષવા માટે બસ હતી. તેનો કોકિલ કંઠ, મીઠડી હલક અને તાલસૂરનું જ્ઞાન જોઇ દેવો પણ મુગ્ધ થાય એમ સર્વ કોઈ માનતા. ચંદ્રનું સર્વ તેજ, ચંદ્રની સર્વ કળા અને ચંદ્રનું મધુરૂં અમૃત જોવાને, ઝીલવાને ચંદ્ર તરફ નહિ પણ ચંદ્રની ચંદની સરીખી રેણુકા તરફ સર્વ નયનો—સર્વ હૃદયો આતુર રહેતાં.

આજનો મહોત્સવ શરૂ થયો. આંબલાઓને ઓથે રસીલો પ્રેક્ષકવર્ગ ગોઠવાઇ ગયો. ચોકમાં રસિક સુન્દરીઓ રાસ લેવા તૈયાર થઈ. આ રાસની રસનાયિકા રેણુકાએ પોતાના કૃષ્ણ માટે પ્રેક્ષકવર્ગ તરફ હરણી સરીખાં નયનો ફેરવ્યાં. એકજ દૃષ્ટિથી જણાયું કે રાયશી હજુ ગેરહાજર છે. રાયશી વગરનો રાસ ઉપાડવો રેણુકાને ગમ્યો નહિં, પણ યુવાનીના સાગરમાં ઉછળતી અન્ય સુન્દરીઓ હવે થોભી શકે તેમ ન્હોતું. રસિકતાની અવધિનાં દર્શન અહિં થતાં હતાં. આખરે ન ચાલતાં રાયશી વગર રેણુકાએ રાસ ઉપાડ્યો.

શરદ પૂનેમની રે હો રાતે,
ગોઠડી કીધી ગોવિંદ સાથે,
મ્હારે ઘેર આવજો રે હો ! દાણી
દાણી મ્હારી નવરંગ ચુંદડી તાણી
મ્હારે ઘેર આવજો રે રંગરસીયા.

**શ્યામગામની** શ્યામાઓએ જૂદા જૂદા **ભાવથી આ** **ચરણો** ઝીલ્યાં. ગાતાં ગાતાંએ રેણુકાની આંખ્યો તો **રાયશીનીજ** શોધમાં ફરતી.

શરદપૂનેમની રે હો રાતે.
ગોઠડી કીધી ગોવિંદ સાથે,
મ્હારે ઘેર આવજો રે હો લાલા
લાલા તમે સહુને લાગો છો વ્હાલા
મ્હારે ઘેર આવજો રે રંગરસીયા
રસીયા મ્હારા હૃદય કમલમાં વસિયા......

રાસ ચઢ્યો, કોકિલકંઠ સાથે નૃત્યના ઠમકાર વધ્યા. રેણુકાએ આ રમઝટમાં પણ ફરીથી વાંસળીના સૂર સાંભળ્યા. એજ **રાયશી**ની વાંસળી, **રાયશી** આવેછે એ વિચારે રેણુકા વધારે ખીલી. ખરેખર **રાયશી** આવ્યો. વાંસળી હાથમાં રાખી પ્રેક્ષકવર્ગમાં પ્રેક્ષક તરીકે ઉભો. હવે રેણુકા વધારે મનમોહક બની. પ્રથમ રાસ પુરો થયો. સહુ ખડખડાટ હસતી હસતી આડી અવળી ઉભી રહી.

બીજો રાસ શરૂ થયો. આ વખતે પણ રેણુકાએજ મુખ્ય ગોપાંગનાનું પાત્ર ભજવ્યું. પ્રથમ રાસ ગવરાવતી રેણુકા આ બીજા

રાસમાં કંઇ ઓર ભાવથી ખીલી. આ રાસના પદેપદે, સુન્દરીઓના કોકિલકંઠના શબ્દે શબ્દે અને નૃત્યના તાલે તાલે રસિકતા વધતી ગઇ. ચંદ્ર પણ આ રાસ જોવા એકી નજરે મીટ માંડી રહ્યો હોય તેવો ભાસ થયો. રેણુકા ગાતી, ફરતી એકજ વ્યક્તિ તરફ નિરખતી. એ વ્યક્તિ રાયશી, એ ગીત અને એ દૃષ્ટિ પૂર્ણ પ્રેમથી ઝીલતો હતો. રાસ જામ્યો.

વાંસલડી વાગે ને મ્હારાં મન હરે.
ત્યાંથી મ્હારૂં દિલડું ગયું છે દૂર જો;
આંખલડીનો ચાળો રે કહાને બહુ કર્યો.

આજે તો ઉતારા વ્હાલા અહિં કરો,
ઉતારા કરશું માનેતીને મ્હોલ જો;
આંખલડીનો ચાળો રે વ્હાલે બહુ કર્યો.

આજે તો દાતણીયાં પ્રભુજી અહિં કરો,
કરશું કરશું માનેતીને મ્હોલ જો;
આંખલડીનો ચાળો રે પ્રભુએ બહુ કર્યો.

આજ તો નાવણીયાં રસીયા અહિં કરો,
નાવણ કરશું માનેતીને મ્હોલ જો;
આંખલડીનો ચાળો રે પ્રભુએ બહુ કર્યો.

આજે તો ભોજનિયાં પ્રેમી અહિં કરો,
કરશું કરશું માનેતીને મ્હોલ જો;
આંખલડીનો ચાળો રે કહાને બહુ કર્યો.

આજે તો મુખવાસ (યાં) લાલા અહિં કરો,
મુખવાસ કરશું માનેતીને મ્હોલ જો;
આંખલડીનો ચાળો રે લાલે બહુ કર્યો.

આજે તો પોઢણીયાં ક્હાના અહિં કરો,
પોઢણ કરશું માનેતીને મ્હોલ જો;
આંખલડીનો ચાળો રે ક્હાને બહુ કર્યો.

વાંસલડી વાગે ને મ્હારાં મન હરે......

ચરણ પુરૂં થાય તે પહેલાં સર્વ સુન્દરીઓ હાંફતી હાંફતી—હસતી હસતી—તાળીઓ પાડતી છૂટી થઇ, લીલા ઘાસની હરીયાળી ભૂમિપર બેસવા લાગી.

સર્વ પ્રેમી હૃદયમાં વાંસલડી વાગતીજ હતી. રાયશીએ રેણુકાને સાક્ષાત્ ઉર્વશી કે રંભા જેવી આજે જોઇ, પણ આ જોનાર એકલો રાયશી ન્હોતો. એક અજાણી વ્યકિત આ સ્વર્ગ સરીખાં સુખ જોતો ઉભો હતો તેની દૃષ્ટિ રેણુકા તરફજ હતી. પ્રેક્ષકોમાંથી કોઇ કોઇની દૃષ્ટિ આ અજાણ્યા માણુસ તરફ ગઇ હતી, પણ રસીયાઓએ રસ ઝીલતાં ઝીલતાં એ કોણ છે તેનો વિચાર પણ ન કર્યો.

(૩)

દોડો દોડો દોડ ... જો ... એ બૂમ એકાએક સુરજવેણુના પૂર્વના ભાગમાં સંભળાઇ. બૂમનો પ્રતિઘોષ શ્યામગામની આખી સીમમાં થયો. પૂર્ણિમાના મહોત્સવના રસખેલનના રણકાર હજુ

હમણાંજ શમ્યા હતા. રસઘેલી રસિકાઓ થાકથી નિદ્રાદેવીને શરણ થઇ. રસિકડો પ્રેક્ષકવર્ગ પોતપોતાના મનોભાવ પ્રમાણે સ્વપ્નસૃષ્ટિમાં દાખલ થયો. એટલામાં દોડો, દોડો, દોડજોની બૂમે સર્વ કોઇ જાગી ઉઠ્યું.

રેણુકાનો પિતા વેજાણંદ આ બૂમથી સફાળો ઉઠ્યો. જે દિશામાંથી બૂમ આવી તે દિશા ધ્યાનમાં રાખી પોતાની કડીયાળી ડાંગ લઇ તે બહાદુર પુરૂષની માફક દોડ્યો. ચંદ્રમાનું તેજ હજુ પૂર પ્રકાશમાં હતું. અજવાળે અજવાળે તે આગળ વધ્યો. થોડે દૂર એક ગાળી આવતી હતી. આ ગાળીના બન્ને ઉંચા ભાગપર પીલુડીનાં વૃક્ષોની અલગાર શોભી રહી હતી. વેજાણંદ જેવો ગાળીના મધ્યભાગમાં આવ્યો કે તુરતજ ગાળીને છેડે ચાર માણસો હેણે ન્હાસતા જોયા. વેજાણંદને આમાં કંઈ ભેદ લાગ્યો. હેણે ફરીથી બૂમ મારી દોડજો, દોડજો, દોડજો ... વેજાણંદ બૂમ મારતો પેલા ચાર માટીને પકડી પાડવાની આશાએ પૂર જોરમાં દોડ્યો. તે થોડું આગળ વધે તેટલામાં તો ગાળી વચ્ચે એક યુવાનને ઘાયલ દશામાં પડેલો જોયો. પેલા ભાગતા ચોરોને પકડવાનું કામ બહુ અશક્ય લાગ્યું. જોતજોતામાં તે ચારે જણાઓ જુવારના એક મોલમાં અલોપ થઈ ગયા. બીજી દિશામાંથી અન્ય ખેડુતો પણ દોડી આવ્યા. સર્વેએ ઘાયલ થયેલી વ્યક્તિને તપાસી. તપાસ કરતાં ઘાયલ થયેલો માણસ જીવતો હતો, માત્ર બહુ માર પડવાથી તેને મૂર્છા આવી ગઈ હતી. થોડીવારે એ માણસ સાવધ થયો. શરીરે બહુ સખત મારને અંગે કળતર થતી હતી. સર્વ ખેડુતોમાંથી કોઇપણ એ અજાણ્યા માણસને ઓળખતું

ન્હોતું. ત્હેણે સાવધ થતાં પહેલો પ્રશ્ન કર્યો કે " તેનો ઘોડો ક્યાં ?" ઘોડો ભાગી છૂટયો હતો એમ તપાસ પરથી લાગ્યું. મારવા આવનારા ચાર સિંધી હતા. આ સિંધી જાતનો આ તરફ બહુ ત્રાસ હતો. આ અજાણ્યો યુવાન નસીબવાળો કે જીવથી બચ્યો. એ સિંધીઓ અગાઉથી નક્કી કરીનેજ આવ્યા હશે એમ સર્વ કોઇએ કલ્પ્યું.

યુવાન મજબુત બાંધાનો હતો પણ અત્યારે અશકત બની ગયો હતો. બારીક તપાસથી તેના માથામાં ઉંડો ઘા પડયો હતો તેમાંથી લોહી નિકળતું હતું.

પોતાનું રહેઠાણ પાસે હોવાથી બીજા ખેડુતોની મદદથી અજાણ્યા યુવકને વેજાણંદ પોતાને ઓથે લઇ આવ્યો. યુવાનને એક ઝુંપડીમાં ખાટલા ઉપર સૂવાડયો. વેજાણંદનું આખું કુટુંબ વેજાણંદ એકલો દોડી જવાથી ચિંતાતુર બન્યું હતું. કોઇ અજાણ્યા યુવાનને સિંધીઓએ માર્યો છે અને તેને લઇ વેજાણંદ આવ્યો છે એ ખબર આસપાસ સર્વત્ર પ્રસરી ગઇ. રેણુકા કે જે પહેલી બૂમેજ જાગી ઉઠી તેણે પોતાના પિતા સાથે આ યુવાનને પાટાપીંડી બાંધવામાં મદદ કરી. ઘરમાંથી તુરતજ ઘાદેશરીયું શોધી કાઢી તે યુવાનના માથાપર પડેલા ઘા ઉપર લગાડયું. શરીરના બીજા ભાગપર જે મૂઢ માર પડેલો હતો તેનાપર રેણુકાએ પોતાને હાથે શેક કરવો શરૂ કર્યો.

આજુબાજુના દોડી આવેલા સહુ ખેડુતો પોતપોતાને ઓથે ગયા. આ અજાણ્યો યુવાન કોણ છે તેની કોઇને તે વખતે ખબર પડી નહિં. બાકીની રાત્રિ વેજાણંદના આખા કુટુંબે વારા ફરતી આ યુવાનને શેક કરવામાં ગુજારી. રેણુકાએ આમાં મુખ્ય ભાગ ભજવ્યો.

યુવાનને જેમ જેમ ઘા ઠરતા ગયા તેમ તેમ વ્યાધિ વધતી ગઈ. ઘાઢેશરીયાએ લોહી વહેતું અટક્યું. યુવાનને આસ્તે આસ્તે વધારે શુદ્ધિ આવવા લાગી. વેજાણંદ થાકથી સુઇ ગયો. આખું કુટુંબ આખો વખત હેરાન થયેલું હોવાથી સર્વ કોઇ નિદ્રાદેવીને આધીન થયાં. માત્ર રેણુકા શેક કરતી બેઠી હતી.

લગભગ સહવાર પડવા આવ્યું. વેજાણંદના ઓથમાં બનાવેલી છાજની બારીમાંના છિદ્રોમાંથી સુવર્ણરંગી ઉષાકાન્તનાં કિરણો રેણુકાની મનમોહક અલકલટો પર પડયાં. યુવાનની બન્ને આંખો ઉઘડી. આસપાસ દૃષ્ટિ કરી તો પોતે એક ખાટલા ઉપર સુતો છે. પાસે જમીનપર તાપ કરી એક માંચીપર બેસી દેવાંગના સરીખી સુન્દરી કોમળ હસ્તે શેક કરી રહી છે. એકાએક તેના સ્મૃતિપટપર ગઈ રાત્રિએ બનેલા બનાવો ચિતરાઇ ગયા. ગઇ રાત્રિના સુન્દરીઓના રાસની નાયિકા તે આજ? તેનો કોકિલ કંઠ, મધુરી હલક અને આકર્ષક છટાભરી તેજસ્વિતાથી તે મોહિત થયો હતો. તેના મનમાં વિચારો રમી રહ્યા કે ભલે પેલા દુશ્મન સિંધીઓએ મ્હારા ઉપર હુમલો કર્યો, ભલે તે ચાર જણાએ એકત્રિત બળથી મ્હને માર માર્યો: રાજ્યમાંથી મ્હેં તે લોકોને ખસેડયા હોવાથી ભલે તે લોકોએ મ્હારા ઉપર વેર વાળવાની તક લીધી કે જેને પરિણામે આ રાજસિંહાસને શોભે તેવી રત્નરાણી સરીખી લાવણ્યમયી સુન્દરીની વધારે નિકટમાં આવવાનો લાભ મળ્યો. રેણુકા પોતાને શેક કરેછે એ વિચારેજ તે પોતાને થતી સર્વ વ્યથા ભૂલી ગયો. એક ઝુંપડીમાં વ્હાણના ખાટલા ઉપર પોતે સુતો છે. પણ તેને આજે એ ઝુંપડી રાજમહેલથી અધિક લાગી.

તે **શ્યામ**ગામ સહિત ચાલીસ ગામનો ધણી હતો. તેનું મુખ્ય ગામ **પ્ર**તાપગઢ હતું. **પ્ર**તાપગઢ **શ્યામ**ગામથી ત્રણે દૂર હતું એટલે દરબાર કોઇ વખતેજ **શ્યામ**ગામ આવતા. દરેક ગામમાં એક તલાટી અને એક હવાલદાર રહેતો. વૃદ્ધ દરબાર રણમલસિંહ ગયે વર્ષેજ સ્વર્ગવાસી થવાથી આ યુવાન કુમાર **પ્ર**તાપસિંહ દરબારપદ પામ્યો હતો. આ યુવાનકુમાર રાજા થયા પછી કંઇપણ ખબર આપ્યા વગર પોતાનાં ગામડાંઓમાં એકલો લોકચર્ચા જોવા જતો. પોતે કોણ છે તે જણાવ્યા વગર ઘણે સ્થળે તે ફરી આવ્યો હતો, અને જ્યાં જ્યાં સુધારા કરવા ઘટે ત્યાં તે પ્રમાણે બંદોબસ્ત કરતો. **શ્યામ**ગામ **પ્ર**તાપગઢથી ઘણું દૂર હતું તોપણ **પ્ર**તાપે ત્યાં એકલા આવવાની ગોઠવણ કરી હતી. તે ઘણું ખરૂં ગામડાંઓમાં જવાને બદલે ખેડુતોને ત્યાં ઝુંપડાંઓમાં રાત રહેતો. પોતાના રાજ્યના ખેડુતોને શું શું દુઃખો છે તે જાણવાની તેને બહુ તક મળતી. રાજાઓ જો ખેડુત સાથે રહી ખેતીના પ્રશ્નો ચર્ચે તો દેશ આબાદ બને આ વિચાર અનુભવથી તેનામાં દૃઢ થયો હતો. **પ્ર**તાપે ગાદીએ આવ્યા પછી ગામમાં રહેલાં ચાર સિંધી કુટુંબો કે જે લોકોને તક મળતાં લૂટતાં અને બહુ ત્રાસ આપતાં તેને તુરતજ દૂર કર્યાં. આ સિંધીઓ આથી **પ્ર**તાપ પર બહુ ગુસ્સે થયા અને લાગ મળતાં તેની ખબર લેવી એ આશાએ તેની દરેક હિલચાલ છૂપે વેષે જોતા. જ્યારે **પ્ર**તાપ ગામડાંમાં જતો ત્યારે પાસે હથીયાર રાખતો નહિં કારણકે તે પોતાને ઓળખાવવા માગતો ન્હોતો. રાત્રિ પડતાં કોઇપણ ખેડુતને ત્યાં રાત રહી જતો. જો સગવડ

ન થાય તો ગામડાંઓમાં જઇ રાત રહેતો. આજે **શ્યામ**ગામની સીમમાં કોકિલકંઠી સુન્દરીઓના રાસના રણકાર સાંભળતાં તે ત્યાં જોવા ગયો. ઘોડાને બહારના ભાગમાં બાંધી તે પ્રેક્ષકવર્ગમાં રાસ જોતો ઉભો. પેલા સિંધીઓ આજે તક મળશે એ આશાએ બહાર વૃક્ષોના ઓથે સંતાઈ રહ્યા હતા.

રેણુકાને રાસમાં ચંદ્રિકા સમી ઘૂમતી જોઈ પ્રતાપ ઘેલો બન્યો. પોતાને બે બે રાણીઓ છે પણ રાણીવાસમાં જો રેણુકા હોય તો પ્રતાપ કેવો ભાગ્યશાળી થાય આ વિચારમાં તે ક્યાં ઉભો છે, કેટલો વખત ગયોછે તેનું ભાન ભૂલી ગયો. ચંદ્રની જ્યોત્સ્નિકાને ભૂલાવે તેવી રેણુકા તરફજ તેની દૃષ્ટિ હતી. રાસ ખલાસ થયો. સર્વ પેક્ષકવર્ગ વિખરાઇ ગયો. શું કરવું તેના વિચારે તે માત્ર એકલોજ ત્યાં કેટલોક વખત ઉભો રહ્યો. રેણુકા ગઇ હતી છતાં પણ " આંખલડીનો ચાળો રે ક્હાને બહુ કર્યો " એ પદનો રણકાર હજુ તેના કાનમાં રમી રહ્યો હતો. તે કેટલું થોભ્યો તેનું તેને ભાન ન રહ્યું. આખરે અત્યારે તો આટલામાંજ ક્યાંક રાત રહેવું અને એ સ્વર્ગ સુન્દરીનાં દર્શન તો ફરીથી કરવાં. બહાર આવી પોતાના ઘોડાને દોરી તે ચાલવા મંડયો. સર્વ કોઇ સૂઇ ગયાં હતાં. ક્યાં રાત રહેવી તે વિચારને બદલે રેણુકાના વિચારે તે આગળ ચાલ્યો. લાંબી ગાળીમાં ચંદ્રના તેજે દાખલ થયો. ગાળી પસાર કરી કોઇ ખેતરમાં રાત ગાળીશ. આ વખતે પણ એ ગાળીમાં રેણુકાનાજ વિચાર કરતો હતો. સિંધીઓએ લાગ જોઇ પાછળથી હુમલો કર્યો. બહાદુર યુવાન ચમક્યો. હુમલાથી ઘોડાની લગામ છૂટી. ઘોડો ભાગ્યો. સ્હામે ચાર અને પોતે એક. સારા નસીબે સિંધીઓ પાસે

હથીયાર ન્હોતાં નહિ તો આજે આ મજબૂત માણસ જીવતો રહેતે કે નહિ તેમાં શંકા હતી. ચાર જણાની સ્હામે પોતે મજબૂતીથી થયો. એક સિંધીની ડાઢી પકડી મજબૂત હલાવી ગરદનમાં પકડી નીચે પાડયો એટલામાં બીજાએ તેના માથાપર કડીયાળી ડાંગ મારી. માથામાં ઘા ફૂટયો છતાં આ યુવાન અડગ ઉભો રહ્યો. બીજી પાંચ સાત ડાંગ શરીરમાં તથા પગમાં લાગી. યુવાનને લાગ્યું કે કદાચ આ ચાર સ્હામે પોતે હવે ઉભો રહી નહિ શકે. ત્હેણે બની શકે તેટલા જોરથી દોડો, દોડો, દોડોજોની બૂમ પાડી. લોહી વ્હેતું હોવાથી અશક્તિ વધી ગઈ. આખરે વેજાણંદને આવતો જોઈ પેલા સિંધીઓ ભાગ્યા. પ્રતાપની બુમે બીજા ખેડુતો આવી પહોંચશે એથી પકડાઇ જવાની બ્હીકે પોતાના શિકારને એમને એમ રહેવા દઈ તે લોકો નાઠા. જો વેજાણંદ આવ્યો નહોત તો એ લોકો પ્રતાપ બેશુદ્ધ થતાં ઉપાડી જવાનો ઇરાદો રાખતા હતા. આ સર્વ વિચારો ખાટલામાં સૂતેલા પ્રતાપના હૃદયમાં રમી રહ્યા. ભલે જે થયું તે સારા માટે થયું. આ સુન્દરીનું દર્શન પ્રતાપને મન ઇંદ્રાસનથી પણ અધિક લાગ્યું. બીજી પળે બીજો વિચાર પણ આવ્યો કે ગ્રામ્યજનો કેટલાં બધાં ભલાં હોયછે. એક અજાણ્યા માણસનો આવો સત્કાર. આવી સેવા અદ્વિતીય છે. ગ્રામ્યજનો ભોળાં અને કેટલાં પરગજુ હોયછે તેને માટે આનાથી વધારે કયો પ્રસંગ છે. ફરી એ વિચાર ભૂલાયો. શેક કરતી રેણુકાનાં નયનો તરફ મીટ માંડતા પ્રતાપે પોતાને પ્રશ્ન કર્યો શું તે પરણેલી હશે?

(૪)

પ્રતાપગઢમાં શિવરાત્રીનો સાત દિવસનો મેળો દર વર્ષે ભરાતો. બાલનાથ મહાદેવનાં દર્શન અર્થે હજારો ભાવિક ભક્તો આવતાં. આ મેળામાં લગભગ દશથી પંદર હજાર માણસો એકઠાં થતાં. મેળામાં ગ્રામ્ય રમતોની વિવિધતા બહુ રસમય દેખાતી. જીવનની નવપલ્લવતાનાં દૃશ્યો આ પ્રસંગે ક્ષણે ક્ષણે દેખાતાં. પ્રતાપગઢની બહારના ભાગમાં એક ઉપવન હતું. આ ઉપવનની અંદર મેળાની ઠઠ જામતી. ગ્રામ્યજનો જૂદાજૂદા ગામડેથી ટોળાંઓમાં આ મેળાની મોજ લેવા ઉતરી પડતાં. રાત્રિને વખતે દેશી મસાલો પ્રકટાતી. ક્ય્હાંક લોકો એ ટોળામાં વેંચાઈ જતા અને સ્હામસ્હામા દૂહા બોલવાની હરિફાઇ ચાલતી, ક્ય્હાંક કાઠીયાવાડી પાણીદાર ઘોડીઓ ઉપર મસાલ સહિત સ્વારી કરી ઘોડાદોડની સરતો ચાલતી, ક્ય્હાંક ડાંડીયારાસની રમઝટ, ક્ય્હાંક મજીરાં સહિત ભજનોની ધૂન, ક્ય્હાંક ધીમાં ધીમાં ઢોલક સાથે સુન્દરીઓનાં નૃત્ય ને રાસ જામતા, ક્ય્હાંક વિદ્યાવિલાસી બારોટો રણશૂરા રજપૂતોની લોકકથાઓ કવિતોમાં લલકારતા અને ક્ય્હાંક ક્ય્હાંક પ્રેમી જનો પરસ્પર નયનથી રાચતાં દેખાતાં. આ પ્રમાણે વિવિધ દૃષ્ટિયે પ્રતાગઢનો આ મેળો બહુ આકર્ષક દેખાતો.

રેણુકા આ મેળા સમયે પ્રતાપગઢના રાજમહેલમાં અતિથી તરીકે આજે વેજાણંદ સહિત આવી હતી. **શ્યામ**ગામથી પ્રતાપગઢ ઘણું દૂર હતું એટલે ઘણા વર્ષોથી આવવાની ઇચ્છા છતાં અવાતું નહિ પણ આ વર્ષે ખાસ રાજાના આંમત્રણને માન આપી

આવવાનું વેજાણંદે ઉચિત ધાર્યું. વેજાણંદે સિંધીઓના હાથે ઘાયલ થયેલ પ્રતાપને પોતાને ત્યાં લાવી જે ચાકરી કરી તે પ્રતાપ ભૂલી શકે તેમ ન્હોતું. વેજાણંદે એક અજાણી વ્યક્તિને ઘાયલ સ્થિતિમાં પોતાને ઘેર લાવી જે આગતા સ્વાગતા કરી હતી. તે ઉપકાર પ્રતાપ વિસરી શકયો નહિં. વેજાણંદને ત્યારે સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો કે પોતાનો ઘાયલ અતિથી તે પોતાનો રાજાજ છે. પ્રતાપ તો રેણુકાના સ્વાગતથી પ્રેમઘેલોજ થઇ ગયો. તે ધારત તો રેણુકાને એક ક્ષણમાં પ્રતાપગઢ લાવવા ઉત્પાત કરત, પણ જહેણે જીવતદાન આપ્યું જહેણે આતિત્ય સત્કારમાં શહેરીઓનેપણ શરમાવે તેવા પ્રેમથી ચાકરી કરી તેના તરફ પ્રતાપ જુલમ ગુજારી શકયો નહિં. તેના હૃદયે તેને તેમ કરવાની ના પાડી. બે દિવસ અજાણ્યા મુસાફર તરીકે રહી આરામ થતાં તે પ્રતાપગઢ પાછો ગયો.

પ્રતાપગઢ ગયા પછી પ્રતાપે વેજાણંદપર એક પત્ર લખી પોતે કોણ હતો તેની ઓળખાણ આપી એટલુંજ નહિં પણ જે ખાતર બરદાશ વેજાણંદે કરી હતી તેને માટે બહુ ઉપકાર દર્શક ભાવના લખી જણાવી. વધારામાં શિવરાત્રીના મેળા ઉપર કુટુંબસહિત પ્રતાપગઢ આવવા બહુ આગ્રહપૂર્વક આમંત્રણ કર્યું. રાજાને પરમેશ્વર તુલ્ય માનવાની સનાતન આર્ય-ભાવના વેજાણંદમાં પણ સતેજ હતી. પોતાનો અતિથી પોતાનો રાજાજ હતો એ જાણતાં તેને બહુ આનંદ થયો. રાજ્યનું આમંત્રણ સ્વીકારતાં ત્હેને બહુ હર્ષ થયો અને રેણુકા તથા બીજી બે પુત્રીઓ સહિત મેળા ઉપર પ્રતાપગઢ આવી રાજ્યનો અતિથી થયો.

૫

રેણુકા! કહે તો ખરી મ્હારા ઉપર જે ઉપકાર ત્હેં કર્યો છે તેનો બદલો હું શું આપું?" પ્રતાપે દાખલ થતાં પ્રશ્ન કર્યો.

"રાજા! આપ અમ્હારા શિરછત્ર છો. અમ્હારાં સદ્‌ભાગ્ય કે અમ્હારા પ્રભુની સેવા કરવાની અણમોલી તક પ્રાપ્ત થતાં અમ્હેં અમ્હારી ફરજ બજાવી." રેણુકાએ પ્રતાપગઢના રાજ-મહેલની બારીએથી ગઢની બહાર ઉપવનમાં મળેલી લોકોની મેદની તરફ દૃષ્ટિ ફેંકતા વિનયથી ઉત્તર આપ્યો.

"અરે ફરજ કેટલી? મ્હારો ઘા રૂઝવવા કેટલા બધા પ્રયત્ન! ત્હારા કોમળ હસ્તે કલાકો સુધી શેક કરી મ્હારૂં દર્દ ઓછું કરવા ત્હેં કેટલી બધી તકલીફ ઉઠાવી? નહિં વિસરાય એ ત્હારા ઉપકારો રેણુકા!" પ્રતાપ એકી ટશે રેણુના સુન્દર મુખડા તરફ નિહાળી રહ્યો.

"બદલો મ્હારે કંઈ જોઈતો નથી, માત્ર ત્હમે કહોછો ત્યારે એક ચિજ માગી લેવાની ઇચ્છા થાયછે..........."

"માગ માગ! જે ઇચ્છા હોય તે માગી લે!" રેણુ બોલે તે પહેલાં આતુરતાથી પ્રતાપ બોલી ઉઠ્યો.

"પ્રતાપસિંહ! એટલું ધ્યાનમાં રાખજો કે રાજાની ખરી શોભા પ્રજા છે, રાજાનું ખરૂં હિત પ્રજાના હિતમાં છે, રાજાના સર્વ અભિલાષો પ્રજાના અભિલાષો પોષવામાં છે અને પ્રજાની ઉન્નતિમાંજ રાજ્યની ઉન્નતિ છે, એ ન્યાયે રાજ્ય કરજો."

ગામડામાં રહેનાર આ ખેડુત બાલિકાના ઉપદેશથી પ્રતાપ અજાયબ થયો. જે ભાવનાથી ત્હેણે આ તક સાધી હતી તે ભાવના તો હજુ હવામાં લટકતી હતી તેટલામાં તો રેણુકાના પ્રભાવશાળી વ્યક્તિત્વે ત્હેને ઝાંખો પાડયો. રાજમહેલમાં વેજાણંદને ઉતારો આપ્યા પછી રેણુકા સાથે ક્યારે એકાંત શોધાય એ તક તે શોધતો હતો. વેજાણંદને ખેડુતો માટે ભરવાના પ્રદર્શનના કામમાં રોકયો. રેણુકાની બે ન્હાની બ્હેનોને પોતાની રાણીઓ પાસે કપડાંની બક્ષીશ માટે યુક્તિથી તેડાવી. રેણુકા પણ પોતાની બે બ્હેનો સાથે રાણી પાસે જવા નીકળી પણ તેડવા આવેલ ખવાસણે કહ્યું કે ત્હમે તો હમણાં અહિંજ રોકાઓ હું ફરીથી હુકમ લઇ તેડવા આવીશ. એકાંત મળતાં પ્રતાપ આ ચંદ્રાનના પાસે આવી પહોંચ્યો. રેણુકા આ વખતે દરબારગઢની રાજબારીએથી મેળાની મેદની નિહાળતી હતી.

જ્યારે પ્રતાપે રેણુકાને બીજાજ પ્રશ્નોપર વિચાર કરતી જોઇ, તેમજ તેના પ્રભાવે તેનાપર કંઇ અદ્ભૂત અસર કરી ત્યારે પોતે જે વિચારે ત્યાં આવ્યો હતો તે માટે શું બોલવું અને કેમ બોલવું તે વિસરીજ ગયો.

આખરે મૂળ મુદ્દાપર વાત લાવવા તેણે બહુ મહેનતે પ્રયત્ન કર્યો.

"પણ રેણુ! તું જે માગે તે હું આપવા તૈયાર છઉં ત્યારે હું માગું તે તું આપીશ?" આતુર નયને પ્રતાપ નિરખી રહ્યો.

"આપને શુ ઓછું છે? રાજવૈભવમાં જે જોઇએ તે સર્વ છે."

"તે સર્વ વૈભવના શોભનને કાજે એક ચીજની ન્યૂનતા છે." પ્રતાપે વાણીને કાબુમાં રાખતાં કહ્યું.

"શેની?" રેણુ કંઇ સ્હમજતી હોય તેમ દેખાઇ.

"કહું?" પ્રતાપ આતુરતાના રસહિંડોલે ઝુલ્યો.

"આપને હરકત ન હોય તો કહો." રેણુ પ્રતાપનાં રસઘેલાં નયનોથી સાવચેત બની.

"રેણુ! મ્હારે સર્વસ્વ છે માત્ર એક ત્હારા જેવી ગૃહલક્ષ્મીનીજ તેમાં ખોટ છે." પ્રતાપે છુટકારાનો દમ ખેંચ્યો.

રેણુ હસી પડી. પોતાના શિલવન્તા નીતિપૂર્ણ નયનતેજે પ્રતાપને મ્હાત કર્યો.

"પ્રતાપસિંહ! એ શું બોલ્યા? આપને તો એક ને બદલે બે ગૃહલક્ષ્મી છે?"

"હા! પણ હું ત્હારા જેવી ગૃહલક્ષ્મી માગું છઉં." પ્રતાપ રેણુકાનું તેજ સહન કરી શકતો ન્હોતો.

"રાજા! આતિથ્યસત્કારનો આ બદલો!?" રેણુએ દૃઢતાથી વચનબાણ ફેંક્યું.

"એટલા માટેજ હું આ યાચના કરૂં છઉં નહિ તો ગમે તે રીતે ત્હને મ્હારી કરી, મ્હારી ઇચ્છા બર લાવત." પ્રતાપ જરા ઓંખવતો બન્યો.

"આપની બે રાણીઓથી મ્હારામાં આપે શું અધિક નિરખ્યું?"

"રેણુ! તું તો દુનિયાપરની દેવી છો. ત્હારા સૌંદર્યે મ્હને દિવાનો બનાવ્યો છે."

"રાજા! સૌંદર્ય આજ છે ને કાલ નથી તે યાદ છે કે?"

"અરે ત્હારૂં લાવણ્ય જોઇ દેવતાઓ પણ મુગ્ધ થાય તો હું શેની યાદ કરૂં?" રેણુ ઢીલી થઇ છે તેમ જાણી પ્રતાપ વધારે આતુર બન્યો.

"રેણુ! હું ત્હને હવે કહું છઉં કે વ્હાલી રેણુ! ત્હારા પ્રેમનો હું ભૂખ્યો છઉં. તું મ્હારી સાથે લગ્ન કરી મ્હારી પટરાણી થા. કહે કબુલ છે કે?"

"મ્હારા પ્રેમના ભલે આપ ભૂખ્યા હો પણ હું માનું છઉં કે પ્રેમ એટલે શું એ આપ સમજતાજ નથી!"

"તું મ્હને બતાવ! મૃગનયની! ત્હારા નયનોમાં એ પ્રેમ સાક્ષાત્ દર્શન આપેછે."

"માફ કરજો પ્રતાપસિંહ! આપે સૌન્દર્યનેજ પ્રેમ તરીકે ઓળખ્યો છે. આપના જેવા એવા સૌન્દર્યમાં પ્રેમ પીછનારા કરતાં મ્હારો રાયશી સો દરજ્જે ખરો પ્રેમ પીછાણનારો પ્રેમી છે. રેણુકાએ ધીમે રહી સચોટ ખુલાસો કર્યો.

"એ રાયશી કોણ?"

"મ્હારો પ્રેમી!"

"ગામડીયો!!"

"ગામડીયો, પણ માફ કરજો રાજાજી! એજ ખરો પ્રેમી છે. આપની એ રાણીઓ કરતાં રાયશીની રાણી વધારે સુખી થશે.

" તું પરણેલી તો નથી ? "

" હૃદયથી પરણી ચુકી છઉં."

" હું ત્હને જોરજુલમથી પરણીશ તો ? "

" આપની સત્તા નથી કે આપ એમ કરી શકો."

" મ્હારાથી અધિક કોણ છે ? "

" સર્વનો પિતા પ્રભુ. યાદ રાખો રાજાજી ! કોઇપણ સ્ત્રી તરફ ખરાબ દૃષ્ટિએ જોશો તો આખા દેશનું સત્યાનાશ કાઢવાનું કારણ આપ બનશો. આપણા દેશની પડતીનાં મુખ્ય કારણોમાં અનીતિ છે. રાજા પ્રજામાં આવી જાતની અનિષ્ટ ભાવનાઓ જાગવાથી દેશને બહુ ખમવું પડેછે એ યાદ છે કે ? "

" જ્યાં પ્રેમ હોય ત્યાં આવા ઉપદેશની જરૂરીયાત નથી. " પ્રતાપસિંહે એક ગ્રામ્ય બાળાનું આવું જ્ઞાન જોઇ અજાયબ થઇ વાત ફેરવી એક વેળા ફરીથી પ્રયત્ન કર્યો.

" રાજા ! પ્રેમને આપ સહમજી શક્યા હોત તો આવો પ્રશ્ન કરતજ નહિ."

" તું પરણી મ્હને પ્રેમ શિખાવ." ફરીથી પ્રતાપ ગાંડો બન્યો.

" આપને શું પરણું ! એ રાણીઓની જે હાલત છે તેજ મ્હારી હાલત થાય. મ્હારામાં સૌંદર્ય છે ત્યાંસુધી તેને પ્રેમ માની આપ મ્હારા તરફ મીઠી નજરે જોશો. એ સૌંદર્ય જતાં બીજી કોઇ રૂપાળી સ્ત્રી જોઇ બે સાથે મ્હને ત્રીજીને બેસાડી આપ ચોથી કરશો. રાજા ! આપને ખરો પ્રેમી જોવો હોય તો રાયશીનેજ જોજો. એની સાથનું નિર્દોષ પ્રેમી જીવન આપના, હાડ, માંસ અને લોહી ચર્મને ચાહનારા સૌંદર્યજીવન કરતાં બહુ ઉચ્ચતર જીવન છે. આજે તો હું છઉં પણ

કોઇપણ રૂપાળી સ્ત્રીને આપ જુઓ તો લલચાશો નહિં. આ માંસના લોચા, આ મળમૂત્ર અને લોહીવાળું અંગ એનેજ પ્રેમ લેખવા કરતાં આત્માને ઓળખો ત્યારેજ પ્રેમને પારખશો. વધારે શું કહું **પ્રતાપસિંહ**! એ રાણી સિવાયની બીજી સર્વ સ્ત્રીઓને માતા અને બ્હેન પ્રમાણે લેખો તો આપનું અને આ અમ્હારા દેશનું કલ્યાણ છે." રેણુકાએ **પ્રતાપની** રગેરગમાં શુધ્ધતા પરોવી.

**પ્રતાપ** નમી પડયો. પોતાની આ માગણી માટે શરમાયો. એક સાધારણ ખેડુત **રાયશી** કરતાં પણ ચાલીસ ગામનો પોતે ધણી ઉતરતી પંક્તિનો છે એમ ત્હેને આજ લાગ્યું. ત્હેનું સંસ્કારી હૃદય ખીલ્યું. "રેણુ! બ્હેન રેણુ! ત્હેં મ્હારો આજે બીજો ઘા રૂઝવ્યો. ત્હેં મ્હને આજે મનુષ્ય તરીકે જીવાડયો. મનુષ્ય તરીકે દુનિયામાં ઉભા રહેવાનો ત્હેં મ્હને આજે માર્ગ બતાવ્યો."

**વેજાણંદ** કુટુંબ સહિત મેળો કરી **શ્યામ**ગામ પાછો આવ્યો. રેણુએ મેળવેલી મ્હોટી જીત વિષે તે કંઇ જાણતો ન્હોતો. પોતાની મ્હોટી રાણીને **પ્રતાપે** આ ગ્રામ્યબાળા સાથે થયેલો પ્રસંગ નિખાલસ દિલે કહ્યો. રાણીએ **પ્રતાપને** યાદ આપ્યું કે આપણો દેશ જો કંઇપણ અંશે સુખી હોય તો તે આવી ચારિત્રવાળી સન્નારીઓનેજ આભારી છે. રાણીએ રેણુકાને જૂદી જૂદી જાતનાં વસ્ત્રાલંકારની ભેટ કરી. ગામડામાં પાકેલા આ રત્નને માટે રાણી બહુ ખુશી થઇ.

રેણુએ પ્રતાપગઢમાં બનેલી સર્વ હકીકત **રાયશી** સમક્ષ કહી બતાવી. પોતે એક રાજાથી પણ અધિક છે એવી રેણુની માન્યતા માટે ત્હેને બહુ **આનંદ** થયો.



ચિત્રકાર—રા. રમન. ]

રેણુકા વાંસળીના સૂરે સૂરે મુગ્ધ બની.

[ B. A. P. W.

આજે ફરીથી રેણુકા ખેતરને રખોલે આવી. રેણુકાએ આજે પોતાના ગ્રામ્ય પોષાકને બદલે આનંદને ખાતર રાણીએ આપેલા પોષાકમાંથી વસ્ત્રો પરિધાન કર્યાં. તે કોઇ રાજાની રાણીને ભૂલાવે તેવી રીતે છટાહિંડોલથી એ વસ્ત્રોમાં શોભી રહી. રાયશીને અગાઉથી આ બાબતની ખબર હતી તેથી પોતે પણ પોતાનાં વસ્ત્રોમાં ફેરફાર કર્યો. સ્વદેશી શ્વેત ધોતીઉં, શ્વેત પેરણ અને શ્વેત પીછોડી નાખી, ઉઘાડે માથે હાથમાં વાંસળી લઈ તે આંબાવાડીયામાં આવ્યો.

"વાહરે મ્હારા રાજા ! આજે આ પોષાકમાં ?" રેણુકાએ હસતાં હસતાં અજાયબી બતાવી.

"મ્હારી રેણુકા પોષાક બદલે ત્યારે મ્હારે પણ બદલવોજ જોઇએ."

"મ્હેં તો રાજાને માર્ગપર ચઢાવ્યો એ યાદીના સ્મરણ-ચિન્હ તરીકે આ વસ્ત્રો પહેર્યાં છે."

"ને મ્હેં પણ ત્હેં મ્હને રાજાથી પણ અધિક ગણી ખરો પ્રેમ શું તેનું દર્શન કરાવ્યું તના સ્મરણચિન્હ તરીકે આ ફેરફાર કર્યો છે." રાયશીએ આંબાના વૃક્ષપર ચઢતાં ચઢતાં પ્રત્યુત્તર આપ્યો.

"રેણુકા માંચડાપર બેસી ભરત ભરેછે તેની સ્હામેના આંબાપર ચઢી રાયશીએ પોતાની વાંસળી છેડી. રેણુકા વાંસળીના સૂરે સૂરે મુગ્ધ બની. રાયશીના મુખદર્શનમાં પ્રેમીની પ્રભાત તારલી દેખાઇ.

"રાયશી ! બસ કર. હું ગાંડી બનતી જાઉં છઉં."

"રેણુ ! હું ત્હને છૂટ આપું છઉં કે તું રાજાની રાણી થા. તુ બરાબર લાયક છે." રાયશીએ વાંસળીપરથી ઓષ્ઠ દૂર કરતાં કરતાં મશ્કરી કરી.

"મ્હારો રાયશી! ભેંસો ચારનારો રાયશી રાજાથી પણ અધિક છે. જ્યાં શુદ્ધ પ્રેમ છે ત્યાં ત્રિલોકનું રાજ્ય પણ ફૂલ છે. સ્હમજ્યા મ્હારા રાયશી રાજા?" રેણુએ મસ્તીમાં રંગીત હીરવીટણું રાયશીપર ફેંક્યું.

આંબાની ડાળે કોયલ ટહૂકી. બન્નેએ ડાળ તરફ દૃષ્ટિ કરી.

"જોયું રેણુ! આ કોયલ પોતાની સાક્ષીની ફરી યાદ આપેછે."

"અને ત્હારી આંખની કીકીમાં પણ એજ જ્યોત પ્રકટી છે."

"રેણુ! એ જ્યોત ઝીલનારાં નયન હવે બહુ તલસતાં દેખાયછે."

"જેટલાં વર્ષો કાઢ્યાં છે તેટલા દિવસો હવે નથી કાઢવાના."

"રેણુ! ત્યારે એ દિવસ ખરેખર આવશે કે જ્યારે રેણુ રાયશીનું ઝુંપડું પાવન કરશે?"

* * *

રાયશી સાથે રેણુકાનાં લગ્ન ધામધુમથી થયાં. આ લગ્નમાં પ્રતાપે બહુ ઉત્સાહ ભર્યો ભાગ લીધો. પોતાની રાજા તરીકેની ફરજોનું ભાન કરાવનાર આ ગ્રામ્ય સુન્દરીને લગ્નપ્રસંગે બાહ્ય તરીકે બે ગામ ઇનામ આપ્યાં. રેણુકા ખરેખર રાયશીની રાણી કહેવાઈ.

લગ્નની ખુશાલીમાં આજે શ્યામગામની સુન્દરીઓએ રાસ લીધો. આજે કંઈ અનેરા ભાવથી રેણુકાએ રાસ ઝીલાવ્યો. પ્રતાપ પણ રાયશી સાથે રાસ જોવા હાજર હતો.

વાંસલડી વાગે ને મ્હારાં મન હરે,
ત્યાંથી મ્હારૂં દિલડું ગયું છે ફરજે;
આંખલડીનો ચાળો રે કહાને બહુ કર્યો.

પ્રતાપના હૃદયમાં પૂર્વ સ્મરણો રમી રહ્યાં.

(સમાપ્ત.)

# ફરજનું કરજ.

## પ્રકરણ ૧ લું.

અમાસની રાત્રિ અને મંગળવારનો દિવસ હતો. રાત્રિ અંધારી હતી એટલુંજ નહિં, પરન્તુ બેહદ શાંત હતી. હજુ દશનો ટકોરો થયો ન હતો છતાં શેરીમાં કોઈની અવર જવર જણાતી ન હતી. છૂટો છવાયો સોનીના હથોડાનો ઘા સંભળાતો હતો. તે સિવાય સર્વત્ર શાંતિ હતી. મુંબઈમાં રાત્રિના એક વાગ્યાસુધી ગાડી ઘોડા અને મોટરોની ધમાલનો અનુભવ કરનારને આવે સમયે જાગતા એકલા બેસી રહેવું એ બંદીખાનામાં પુરાવા સમાન લાગે.

છતાં સુરેન્દ્રને આવી સ્થિતિમાં આવી પડવાનો સમય આવ્યો હતો. મુંબઈના એક ભવ્ય માળાના એક ખંડમાં એક દિવસે તે આરામ ખુરસીપર પડ્યો પડ્યો તર્કશાસ્ત્રનો અભ્યાસ કરતો હતો એવામાં એના હાથમાં ટપાલીએ આવીને એક પત્ર મૂક્યો. તેમાં એના પિતાને તાવ આવ્યાના સમાચાર માતુશ્રીને હાથે લખાએલા હતા. તાવ સાધારણજ છે એમ દાક્તરનો અભિપ્રાય છે એવી સૂચના કરેલી હતી, છતાં સુરતમાં તે વખતે પ્લેગનું જોર ઘણું ચાલતુ હોવાથી એને ઘણી ચિંતા

થઇ. આખો દહાડો તેણે વિચારમાં કાઢયો. બેવાર તો એકદમ સુરત જવાના નિશ્ચયો કર્યા અને બેવાર ફેરવ્યા. એક વાર તો બેડિંગ સુદ્ધાં બાંધ્યુ! પણ વિદ્યાભ્યાસ મૂકીને આમ એકદમ સુરત જાઉં તો તેનો ખોટો અર્થ તો નહિ થાય! પત્નીને મળવાને આવ્યો છું એમ તો નહિ કહેવાય? એવા એવા તર્કો કરી પાછો વિચાર માંડી વાળ્યો.

"ના ના ગમે તે થાય; ગમે તે આક્ષેપ આવે, પરંતુ જવું તો ખરૂં જ," એમ વિચારી આખરે તે જવાને તૈયાર થયો. અને રાત્રે નિકળી સવારે આવીપહોંચ્યો હતો. દાકતર સાથે વાત કરતાં તેને વહેમ પડયો હતો કે કદાચ પ્લેગ પણ હોય. પરંતુ નક્કી કાંઇ કહી શકાય નહિ.

બપોરે તો બગલમાં દુખાવો થઇ એક નાની ગાંઠ બહાર આવી અને સિદ્ધ થયું કે પ્લેગજ છે. વિદ્યાભ્યાસમાં દુનિઆનું કશું ભાન નહોય તેવે પ્રસંગે એકાએક આખા કુટુંબનો બોજ માથે પડવાનો પ્રસંગ પ્રાપ્ત થવાની દહેશત કોઇપણ તરૂણના હૃદયને હચમચાવી મૂકે તો લાડમાં ઉછરેલા અને સુખ સિવાય કશું જોએલું નહિ એવા આપણા તરૂણને તેથી અતિ શોક થાય એમાં શું નવાઇ! તે પિતાનો એકનો એક પુત્ર હતો. એમ નહોતું; પરંતુ સાૈથી મ્હોટો હતો. એનાથી ન્હાના બીજા ત્રણ ભાઇઓ હતા; અને બે બહેનો હતી. એમનો નિર્વાહ કરવાનું સાધન શોધવું, જાતે ભણવું, ભાઇઓને ભણાવવા એ વિકટ ગણાય, અને તે તેણે કરવું પડશે એ વિચાર તેને સહજ આવ્યો. કારણ કે તેના પિતા બહુ દ્રવ્યવાન નહતા, અને આ

સંજોગોને પહોંચી વળવા જેટલું દ્રવ્ય મળી જાય એવો સંભવ પણ નહતો. બનવાજોગ હતું કે પ્લેગમાંથી પિતા બચે, પણ તેમ ન બને તો ! આ 'તો' એક રાક્ષસી સ્વરૂપ ધારણ કરી તેની સન્મુખ ઉભો હતો અને તેનાપર તીણાં ઝેરી બાણોની વૃષ્ટિ કરતો હતો. આખા દિવસના થાકને અંતે માતાને તેણે સુઇ જવા કહ્યું હતું અને તે પિતાના બિછાના પાસે બેઠો હતો ! એકલો બેઠો હતો. તેહના વિચારો શિવાય તેને કશી સંગતિ ન હતી.

લગભગ ૫૦ વર્ષની વયનો, કદાવર બાંધાનો, ગોર વર્ણનો જેને આપણે જુનો જમાનો કહીએ એવા જમાનાનો–તેહનો પિતા પથારીમાં સુતો હતો. તેના વિશાળ કપાળ ઉપર ભસ્મની ત્રણ રેખાઓ મંદમંદ પડતા પ્રકાશમાં પણ દેખાઇ આવતી હતી. સ્નાનને બદલે ભસ્મસ્નાન કરી પથારીમાંજ ઇશ્વર સ્મરણ કરી લીધું હતું. તે નિદ્રાવશ હતો પણ તેનો ભવ્ય ચહેરો કોઇને પણ તેને વિષે માન ઉત્પન્ન થયા વિના રહે નહિ એવો દેખાતો હતો.

આખા મહોલામાં માત્ર તેહના ગૃહમાંજ જાગૃતિનાં ચિન્હ જણાતાં હતાં; અને પોતાના ઘરમાં તે એકલોજ જાગતો હતો ! અથવા માનતો હતો કે હુંજ એકલો જાગું છું.

એટલામાં દૂરથી આવતા એક ફકીરનો સ્વર સંભળાયો. એક ફકીર સુરતની ગલીઓમાં રાત્રે, સાંઝે, મુકરર કરેલે વખતે નિયમસર ફરેછે—ફરતો હતો. આ રસ્તાપર આવવાનો તેનો મંગળવારનો વારો હતો. તે પ્રમાણે તે આવતો હતો. હાથમાં

ફાનસ અને ગદગદ કંઠે કવિતા ઉચ્ચારતો આવતો આ ફકીર કેટલાંક કુટુંબોમાં યમના દૂતરૂપ ગણાતો હતો. જે હિંદુસ્તાની બેતો તે હમેશ બોલતો તે ઘણી શોકજનક હતી, અને ફાની દુનિઆનો ખ્યાલ લોકોને કરાવતી હતી. કોઈ કોઇ સખી જીવ તેને પૈસો આપતો અને તેનો સત્કાર કરતાં ફકીર જે કહેતો તે તે પોતેજ સમજતો.

અત્યારે પણ તેજ ફકીર આવતો હતો, અને તેનો સ્વર દૂરથી સંભળાતો હતો; છતાં પણ શોક નિમગ્ન હૃદયનો શોક વધારવાને તે સ્વર સમર્થ હતો. કારણ કે તે દૂરનો અસ્પષ્ટ હતો છતાં પણ પરિચિત હોવાથી આપણો તરુણ જાણે તે સ્પષ્ટ સાંભળતો નહોય એમ તેને લાગતું હતું.

ફકીર એટલામાં તો પાસે આવી પહોંચ્યો. સુરેન્દ્ર ધીમે પગલે ઉઠીને બારી આગળ ગયો અને એક પળ તેની રાહ જોતો ઉભો. ત્યાં તો ફકીરનો સ્વર સ્પષ્ટ સંભળાયો કે,

"જુદાઇ કી ઘડી શિર પર ખડી હે,
નેકી બદીકા માલિક પરવરદિગર હે!

સુરેન્દ્રએ 'સાંઇ લો' કહીને એક પૈસો તેના ભણી નાખ્યો. તે તેણે છત્રી ખોલી તેમાં ઝીલી લીધો અને ફરી કવિતા બોલતો આગળ ચાલ્યો.

તહેને ખબર ન હતી કે દાનારના હૃદયને આ સમયે તહેની કવિતા કેવા દંશ દેતી હશે!

## પ્રકરણ ૨ જું.

સુરેન્દ્રના પિતાની સ્થિતિ એવી ભયંકર નહતી કે સારૂં નજ થાય; પરંતુ નામ સાંભળીને એ અરસામાં સર્વનાં ગાત્ર શિથિલ થઇ જતાં અને ગમે તેવો અનુભવી દાકતર પણ કહે કે દર્દીને હવે કશો પણ ભય નથી છતાં પણ ત્હેનાં સગાં સંબંધીઓની ચિંતાનું સાંત્વન થતું નહિ. દાકતરે કહ્યું હતું કે બહુ ધાસ્તી જેવું નથી છતાં પણ સુરેન્દ્રને ભવિષ્યના વિચાર આવ્યા વિના ન રહે એ સ્વાભાવિક હતું.

ત્હેની માતાની દશા પણ એના કરતાં જુદી ન હતી. તે પાસેના ઓરડામાં હિંચકાપર સુતી હતી અને નયનો મીંચી ઉંઘતી હોય એવો દેખાવ કરતી હતી; પરંતુ તે જાગતી હતી. માતા પુત્રની સૂચનાનો અનાદર કરીને જાગતી બેસી રહે તો એની ચિંતામાં વૃદ્ધિ થાય એટલા ખાતરજ તે સુતી હતી. બાકી ત્હેની રગેરગમાં જાગૃતિ ભરી હતી. ચેપી રોગ થતાં નિકટના સબંધીઓનો ત્યાગ કરતાં યદ્યપિ હિંદુસ્તાનના લોક શિખ્યા નથી એટલે તેણે સુરેન્દ્રને પિતા પાસે બેસવા દેવામાં કાંઇ અનિષ્ટ જોયું નહિ. પરંતુ ત્હેના વિચારની દિશા જુદી હતી. ભાવિનાં અનિષ્ટ દર્શન ત્હેને થતાં નહતાં એમ નહિ; પરંતુ તેનું નિવારણ કરવા શું શું કરી નાખું એવા તે વિચાર કરતી હતી. ગાંઠ દેખાતાંની સાથેજ તેણે અનેક બાધાઓ રાખી હતી. અંબાજીમાં સુવર્ણનો ચાંદલો આપીશ, ભદ્રકાળીને દ્વારે બ્રાહ્મણ

ભોજન કરાવીશ, દુધ નહિ પીઉં—એવી એવી અનેક પ્રતિજ્ઞાઓ ખરી શ્રદ્ધાથી તેણે કરી હતી, અને અત્યારે સુતાં સુતાં પણ તે મહિમ્નસ્તોત્રનો પાઠ કરતી હતી. ભારતની માતાઓને અજ્ઞાન કહેનાર જો એ ઘડી તેમને સંસ્કૃત સ્તોત્રોના ઉચ્ચાર કરતી સાંભળે તો તેમની ખાત્રી થાય કે તેમના સંસ્કારોનું વર્તુલ કેવડું છે. આ હેના નિત્ય પૂજાપાઠનું એક અંગ હતું. પોતાના સૌભાગ્યનું રક્ષણ કરવાની અંતરમાં દીન યાચના કરતી તે અત્યારે પણ હેનો પાઠ કરતી હતી.

એટલામાં ઘડીયાળમાં બારના ટકોરા થયા. શાંત એકાંતમાં હેનો સ્વર અપરિચિત રીતે મ્હોટો લાગ્યો અને તે ઝબકીને બેઠી થઇ. લાવ હવે સુરેન્દ્રને સુવાડી દઉં કરી બ્હાર આવી અને હેને કહ્યું, "ભાઇ, સુઇ જા, હું બેઠી છું રાતનો ઉજાગરો હશે."

ચન્દ્રશંકર ભરનિદ્રામાં હતા; ગાંઠમાં દર્દ થતું નહિ હોય એવું સ્વાભાવિક અનુમાન તેપરથી થતું હતું. વિના કારણે બેઉને ઉજાગરો કરવાની જરૂર ન હતી. સુરેન્દ્ર માતાની સૂચના અનુસાર સુઈ ગયો. અને બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેની ત્રીજા વર્ગની મુસાફરીના થાકને લીધે તુરત નિદ્રામાં પડયો. થોડીવારમાં તો ઘોરવા લાગ્યો.

એક વાગ્યો, બે વાગ્યા. પેલા જુના પુરાણા કાળનો રાત્રિનો રખવાળ દાંડીઓ હમેશની માફક ડુમ ડુમ અવાજ કરતો અને હમેશની લલકાર મારતો આવી પહોંચ્યો.

"ભાણાભાઈ! એ વાગ્યા; ચંદનબ્હેન હોશીઆર."

ચંદનગૌરીએ બારીએ જઈ દાંડીઆને સૂચના કરી કે ગ્રહમાં મંદવાડ છે, એટલે દાંડીઓ મૂંગો થઇ ગયો, પરંતુ તેણે યાદ આપી કે "આજ રોટલી મળી નથી."

આશરે ત્રણેક વાગ્યાનો સમય થયો હશે ત્યારે એક વિચિત્ર બનાવ બન્યો. ચંદનબ્હેન એઠાં હતાં તેની સામાંજ પૂજાના ઓરડાનું બારણું પડતું હતુ. ઓરડો બંધ કરવાનો રહી ગયો હતો અને દેરાશર ત્યાં બળતા દીવાના ઝાંખાં પ્રકાશમાં પણ અર્ધસ્પષ્ટ દેખાતું હતું. એની અને દેરાશરની વચ્ચે આશરે વિશેક વાર જેટલું અંતર હશે. ત્યાં પહેલાં તો જાણે આગીઓ ઉડતો ન હોય એવું જણાયું—એવું સુંદર પ્રકાશનું બિંદુ જણાયું. પણ આશ્ચર્યકારક એ હતું કે તે ધીમે ધીમે મ્હોટું થતું ગયું. ચંદન બ્હેનને આ કાંઇ સમજાયું નહિ અને વખતે દૃષ્ટિદોષ હશે એમ ધારી આંખ ચોળી. પાછી આંખ ખોલેછે એટલામાં તો આખું બારણું પ્રકાશથી જાણે ભર્યું ન હોય એવું લાગ્યું. પ્રકાશની વચ્ચે દૈવી સ્વરૂપ રચાતું હોય એવું જણાયું.

ચંદનગૌરી વાંદાથી પણ બ્હીએ એવી વીસમી સદીની આર્યાઓના જેવી નહતી. તેણે ન્હાનપણમાં તાતીઆ ટોપીની વાતો સાંભળેલી, આવા બનાવોનાં વર્ણનો સાંભળેલાં અને લગ્ન પ્રસંગે ભૂત અને બ્રહ્મરાક્ષસો વસતા ગણાતા હતા એવાં વૃક્ષો હેઠેથી માર્ગ કાપેલો. તે શ્રી પાંચશેરનું મળતું તે જમાનાની બાઇ હતી. છતાં આ વિચિત્ર દેખાવથી તેનું હૃદય ધબકવા લાગ્યું.

પરંતુ ન્હાનપણમાં એને એવું સમજાવવામાં આવ્યું હતુ કે આવે પ્રસંગે બ્હીવું નહિ, પરંતુ ધીરજ ધારણ કરવી અને શ્રદ્ધા રાખી નમન કરવું. તે પ્રમાણે તેણે દૂરથીજ પેલી દૈવી પ્રતિમાને નમન કર્યું.

જાણે એ આકૃતિ ત્હેના આ નમનથી આનંદ પામી હોય, તેનો સત્કાર કરતી હોય એમ તેણે સ્મિત કર્યું. ચંદનગૌરીએ મૂક પ્રાર્થના કરી કે હે દેવી! મ્હારા સ્વામિનું રક્ષણ કરો.

પેલી દૈવી આકૃતિ જાણે ત્હેના ભણી આવતી હોય એવો આભાસ થયો. શું કરવું ત્હેનો વિચાર સરખો કરેછે એટલામાં તો તે ત્હેની સન્મુખ આવીને ઉભી રહી. એક હાથમાં કુંકાવટી હતી તેમાંથી કંકુ લઇને ચંદનબ્હેનને તેણે ચાંલ્લો કર્યો અને આ શું થાયછે એની સમજ પડે ત્યારપૂર્વે તો આશીર્વાદરૂપે ત્હેના હસ્ત પોતાને માથે તેણે મૂકયા હોય એમ પણ લાગ્યું. આંખ મીચીને ઉઘાડીએ એટલી વારમાં તો આ દૃસ્ય અદૃસ્ય થઇ ગયુ.

(અપૂર્ણ.)

---

આ પુસ્તક મી૦ **હરજીવન કાલિદાસ મહેતાએ** નં૦ ૪-૬, મેરીન ક્રાસ લેન, બેંક સ્ટ્રીટ, કોટ, મુંબઈમાં છાપ્યું અને મી૦ **મોતીલાલ શામળદાસ શર્માએ** ૧૦, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈમાં પ્રસિદ્ધ કર્યું છે.

# સરળ વાર્તા મુક્તાવલિ

હવે પછી પ્રસિદ્ધ થશે.



પુષ્પ ૨ જું : "શેર બજારનું સ્વપ્નું"

લેખક:-રા. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

પુષ્પ ૩ જું : "સૌભાગ્ય દેવ"

લેખક:-રા. સત્વસુખ વી. હોરા, બી. એ.

પુષ્પ ૪ થું : "અખંડ યુગલ"

લેખક:-રા. હીરાલાલ હ. ગણાત્રા. બી. એ.

પુષ્પ ૫ મું : "કુમુદ"

લેખક:-રા. કુમુદકાન્ત એમ. મહેતા, બી.એ. એલ.એલ.બી.



આ ઉપરાંત રા. વિરજાળરામ હ. મહેતા કૃત

ચાલુ વાર્તા

ફરજનું કરજ

દરેક પુષ્પમાં ચાલુ રહેશે.

પ્રકાશક: રતીલાલ શામળદાસ શર્મા.

૧૦, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ, ૪.

The Bombay Art Printing Works.